ત્રિવેદીકૃત સમશ્લોકી

# શ્રીમદ્ ભગવદ્ગીતાના અર્થ અને સમજુતી.

( પહેલા સાત અધ્યાય. )

રચી પ્રસિદ્ધ કર્તા,

**ચીમનલાલ જીભાઈ પરીખ.**
**સોજીત્રા.**

સોલ એજંટ,

**બુકસેલર મણીલાલ મુળજી.**
**પોષ્ટ ઓફીસ પાસે—પેટલાદ.**

સંવત ૧૯૮૪. પ્રત ૧૦૦૦. સને ૧૯૨૮.



શાન્તિવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં ઈશ્વરલાલ કેશવલાલ અને માણેકલાલ માધવજીએ છાપ્યું. ઢીંકવા ચોકી—અમદાવાદ.

કિંમત ૦–૨–૦

ત્રિવેદી કૃત સમશ્લોકી.

# શ્રીમદ્ ભગવદ્ગીતાના અર્થ અને સમજુતી.



## અધ્યાય પહેલો.

ધૃતરાષ્ટ્ર=ચંદ્રવંશી કુરૂ રાજાના કુળમાં શાન્તનું રાજા થયો તેના પુત્ર. વિચિત્ર વીર્યનો પુત્ર. તે આંધળો હતો.

પાણ્ડુ=ધૃતરાષ્ટ્રનો ભાઈ અને વિચિત્ર વીર્યનો પુત્ર.

ધર્મક્ષેત્ર=ધર્મ કરવાનું-યજ્ઞ કરવાનું સ્થાન. કુરૂક્ષેત્ર.

કુરૂક્ષેત્ર=ગંગા અને યમુના નદીના ઉપલા પ્રવાહોની વચ્ચે તેમજ દિલ્હીના ઉત્તરે અને યમુના નદીના પશ્ચિમે આવેલા મેદાનને કુરૂ રાજાએ કુરૂક્ષેત્ર એવું નામ આપ્યું હતું. આ ક્ષેત્રમાં તપ કરશે અથવા યુદ્ધમાં મરશે તેને સ્વર્ગ મળશે એવો ઇંદ્રે કુરૂને વર આપ્યો હતો. તેથી તે તે પુણ્યક્ષેત્ર અથવા ધર્મક્ષેત્ર કહેવાય છે.

પાણ્ડવ=પાંડુના પુત્રો. તે પાંચ હતા. યુધિષ્ઠિર, અર્જુન, ભીમ, નીકુળ, અને સહદેવ.

કૌરવ=ધૃતરાષ્ટ્રના પુત્રો કૌરવ કહેવાતા હતા. તેઓ સો. હતા તેમાં મોટો દુર્યોધન હતો.

સંજય=વ્યાસજીનો શિષ્ય, ધૃતરાષ્ટ્ર આંધળો હતો, તેને યુદ્ધની હકીકત રોજની રોજ જાણવાની ઇચ્છા થવાથી તે તેને કહેવા સારૂં સંજયને વ્યાસજીએ દિવ્ય દૃષ્ટિ આપી હતી, તેથી તે ધૃતરાષ્ટ્રની પાસે બેઠા બેઠા રણ ભૂમિનો બધો બનાવ જોઇને તેને કહેતા હતા.

વ્યુહ=અમુક આકારમાં લશ્કરને ગોઠવવું તે

દ્રોણાચાર્ય=પાંડવો અને કૌરવો
ના ગુરૂ.
સમીપ=પાસે
તે વાર=તે વખતે.
દુર્યોધન=ધૃતરાષ્ટ્રનો મોટો પુત્ર
ધીમાન=બુદ્ધિવાળો.
તવ=તમારો.
સમ=જેવા.
શૂરા=બળવાન, શૂરવીર
ધનુર્ધરો=ધનુષ્યને ધારણ કરનાર
રણમોઝાર=રણક્ષેત્રમાં, યુદ્ધમાં
મહારથી=મોટો યોદ્ધો.
નિરધાર=નક્કી.
દ્વિજવર=બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ-દ્રો-
ણાચાર્ય.
નાયકના=મુખ્ય પુરૂષોનાં
આપ=દ્રોણાચાર્ય.
વિજય=જીત.
તેજ પ્રકાર=તેજ પ્રમાણે.
મુજ માટે=મારે માટે
જીવિત=જીવતર, જીવવાનુ.
વિવિધ=જુદાં જુદાં.
શસ્ત્ર=હથિયાર.
પ્રહારમાં=ઘા કરવામાં.
અપાર=ઘણા.
અપરિમિત=વિશાળ, મપાય
નહિ તેવું.
રક્ષાતું=રક્ષણ કરાતું.
યથા સ્થાન=યોગ્ય સ્થળે, બરો-
બર સ્થળે.
ચોગમથી=ચારે બાજુથી.
નિરધાર=નક્કી
ભિષ્મ=શાન્તનુનો પુત્ર, ધૃત-
રાષ્ટ્રનો મંત્રી.
સિંહનાદ=સિંહના જેવી મોટી
ગર્જના
શૌર્ય=શુરવીર પણું.
મૃદંગ=પખાજ.
રણશિંગાં=ફુંકીને વગાડવાનું
વાજું
નભમાં=આકાશમાં.
નાદ=અવાજ.
મહા=મોટો.
વિક્રાળ=બીહામણો, ભયંકર.
શ્વેત=ધોળા.
અશ્વ=ઘોડા.
અર્જુન=પાંડવનો ત્રીજો પુત્ર.
તે ધનુર્વિદ્યામાં કુશળ હતા.

દિવ્ય=ઐશ્વર્યવાળો, તેજસ્વી.
શ્રી હૃષીકેશ=કૃષ્ણ. સર્વ ઇંદ્રિ-
યોના પ્રવર્તક.
હામ=હિંમત.
ધનુર્ધર=ધનુષ ધારણ કરનાર,
અર્જુન. [ તેવો.
અપરાજિત=અજિત. હારે નહિ
નરેશ=રાજા.
ઘોષે=અવાજે.
વ્યવસ્થિત=વ્યવસ્થા સર બરો-
બર ગોઠવાએલા.
કપિધ્વજ=જેની ધ્વજામાં કપિ-
વાનરનું ચિન્હ છે તે-અર્જુન.
શસ્ત્ર પ્રહાર=શસ્ત્ર-હથિયારનો
ઘા કરવો તે.
સમયમાં=વખતે.
નિજ=પોતાના.
કરમાંય=હાથમાં.
અચ્યુત=સ્થિર.
સ્થાપો=ઊભો રાખો.
રણસંગ્રામે=યુદ્ધ ક્ષેત્રમાં.
દુષ્ટબુદ્ધિ=પાપબુદ્ધિ
પ્રિય=સારૂ.
નિહાળિશ=જોઈશ.

ગુડાકેશ=અર્જુન.
ભારત=ભરત રાજાના વંશમાં
ઉત્પન્ન થએલા.
નૃપ=રાજા.
સન્મુખ=સામા.
ખેદ=શોક. [ માણસો.
સ્વજન=બંધુજનો, પોતાના
અવયવ=અંગ, શરીરના ભાગો
શિથિલ=નરમ થવું, ઢીલાં થવું.
સદ્ય=હમણાંજ, તરતજ.
કંપ=કંપારો, ધ્રુજારો.
ગાત્રો=અવયવો.
રોમાંચિત=રૂવાડાં ઉભાં થયાં.
ગાંડીવ=એ નામનું ધનુષ્ય છે.
ત્વચા દાહ=શરીરે અગ્નિ
બળે છે.
વિપરીત=ઉલટા, અવળા.
શુકન=શુભા શુભ ફળ સૂચક
દેખાવ.
કેશવ=કૃષ્ણ.
હણીને=મારીને.
શ્રેય=કલ્યાણ.
વિજય=જીત.
યાદવરાય=યાદવોનોરાજા;કૃષ્ણ.

હરિરાય=કૃષ્ણ.
પિતામહો=કુળમાં મોટેરા.
ત્રિલોક=ત્રણ લોક–સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ.
દરકાર=ગરજ.
હણવાથી=મારવાથી.
આતતાયિ=અતિ ઘોર એવું કૃત્ય કરનારા.
માધવ=કૃષ્ણ, લક્ષ્મીના પતિ.
અઘ=પાપ.
પાતક=પાપ.
જનાર્દન=શ્રીકૃષ્ણ
સનાતન=અનાદિ, સદાનું.
નિવાસ=રહેઠાણ.
દૂષિત=દોષવાળા.
વર્ણ સંકર=( વર્ણ=જાતિ સંકર=સેળભેળ) જેનાં મા બાપ ભિન્ન ભિન્ન હોય તે.
સંકર સુત=સંકર=ભેળ સેળ, જુદીજુદી જાતનાં માબાપથી ઉત્પન્ન થએલો-સુત=છોકરો.
લોપ થવાથી=નાશ થવાથી.
પિંડ ઉદક=શ્રાદ્ધાદિક ક્રિયાઓ.
શસ્ત્ર રહિત=શસ્ત્ર વગરના.
મુજને=મને.
શસ્ત્રધારીને=હથિઆર લઇને ( ધૃતરાષ્ટ્રના પુત્રો )
શ્રેય=કલ્યાણ.
રણ=યુદ્ધ ક્ષેત્ર.
તજી=છોડી દઇને

## અધ્યાય બીજો.

અશ્રુ=આંસુ.
વિકળ=વ્યાકુળ, ચેન ન પડે એવી.
દૃષ્ટિ=જોવું તે. આંખ્યો.
શોકાતુર=શોકવાળા.
મધુસૂદન=મધુ નામના દૈત્યને મારનાર કૃષ્ણ.
ખેદ=શોક.
વિષમ કાળે=અયોગ્ય કાળે ન ઘટે એવે વખતે.
અપકીર્તિકર=અપજશનો કરનારો.
સ્વર્ગરોધી=સ્વર્ગમાં જતાં અટકાવનારો.

પાર્થ=પૃથાનો પુત્ર; અર્જુન.
નાર્મદ=હિમ્મત વિનાનો.
છાજે નહિ=ઘટે નહિ.
ક્ષુદ્ર=હલકી.
દુર્બળતા=રાંકપણું.
સમર્થ=બળવાન.
ભીક્ષા ભોજન=ભીખ માગીને ખાવું.
શ્રેષ્ઠ=ઉત્તમ.
અર્થી=રાજ્યના ભોગમાં આસક્ત થએલા.
હણિ=મારીને.
રક્તે દૂષિત=લોહીથી ભીનાં થએલાં.
સ્વભાવ=ક્ષત્રિય પણાનો સ્વભાવ.
શ્રેય=રૂડુ.
નિશ્ચિત=નક્કી.
તલભાર=જરાપણ
ઇંદ્રિય વિહ્વળતા=ઇંદ્રિયોનું બાવરાપણું; આકુળ વ્યાકુળતાપણું.
મંદ હાસ્ય=ધીમે ધીમે હસવું તે; ગાલમાં હસવું તે.
રસાળ=આનંદ કારક, આનંદ ઉપજાવે એવાં.

અણ શોચ્ય=શોક કરવા યોગ્ય નહિ તે.
બુદ્ધિવાદ=દેહાભિમાનેયુક્ત જે બુદ્ધિ તેણે કલ્પેલાં વચનો.
સહ પ્રાણ=જીવતાં.
પ્રાણવિણ=મરેલાં.
જયમ=જેમ.
બાલ્ય=બાળપણ.
યૌવન=જુવાની.
જરા=ઘડપણ.
ધીર=ધીરજતા વાળો; ઠરેલ વૃત્તિવાળો.
અધિકારી=યોગ્યતા વાળો.
નર શ્રેષ્ઠ=પુરૂષ મધ્યે શ્રેષ્ઠ.
મોક્ષ તણો=કલ્યાણનો.
અસત્=ખોટું.
તત્વદર્શીએ=દેહના અને આત્માના યથાર્થ સ્વરૂપને જાણનારા જ્ઞાની પુરૂષોએ.
વ્યાપેલ=શરીરમાં વ્યાપી રહેલો જીવાત્મા.
અવિનાશી=કદી નાશ નથાય એવો.
નિત્ય=છે છે ને છે એવો.

અમાપ=ઇંદ્રિયો વડે પ્રમાણ કરી ન શકાય એવા.
શરીરો=દેહ.
અંતવાળાં=નાશ પામે એવાં.
ઉદ્દેશથી=હેતુથી.
હણનાર=મારનારો.
એને=જીવાત્માને.
હણેલો=બીજાથી મરાએલો. જે પુરૂષ એ જીવાત્માને બીજાને મારનારો છે એમ જાણે છે અને જે પુરૂષ એ જીવાત્માને બીજે માર્યો એમ જાણે છે. એ બેય જીવાત્માના સ્વરૂપને જાણતા નથી. એ જીવાત્મા બીજાને મારતો નથી અને કોઇનો માર્યો મરતો નથી એવો એ જીવાત્મા છે.
અજ=જન્મે રહિત.
નિત્ય=છે છે ને છે.
શાશ્વત=નિત્ય, હમેશ.
અવિકારી=બીજા રૂપને પામે તેવો.
લહે=કહે.
જીર્ણ=જુનાં.
ત્યાગિ=તજી દઇને.
અન્ય=બીજાં.
નૂતન=નવાં.
છેદે=કાપે.
વ્યાપક=જગતમાં સારા નરસા કર્મ અનુસારે દેહ પામે છે.
અચળ=સ્થિર સ્વભાવ વાળો.
દૃઢ=કોઇના ભયથી કંપાયમાન થાય એવો નથી.
સનાતન=અનાદિ સિદ્ધ છે.
ન જણાય=ઇંદ્રિયોવડે જાણી શકાતો નથી.
ચિંતવી ના શકાય=અંતઃકરણ વડે ચિંતન કરી શકાય એવો નથી.
અવિકારી=નાના પ્રકારના વિકારને પામતો નથી.
લહિ=જાણીને.
અનિવાર્ય=કોઇ રીતે ન ટળે એવું.
આદિમાં=આ જગતમાં જન્મ લેતા પહેલાંની સ્થિતિમાં.
અદૃશ્ય=કોઇથી દેખાય નહિ તેવી અવસ્થા.

મધ્યમાં=વર્તમાનકાળમાં થએ-
લી સ્થિતિ—દેહવાળી
તે ના લહે=જીવાત્માના સ્વરૂપને
ઓળખી શકતા નથી.
તે=જીવાત્માનું સ્વરૂપ.
અવધ્ય=નાશ ન પામે એવા.
નિજ=પોતાના.
નિજ ધર્મ=ક્ષત્રિઓનો ધર્મ.
ધ્રુજવું=પાછા હઠવું.
મોહથી=સંબંધીના હેતે કરીને;
માયાના વિચારે કરીને.
ગાશે=બોલશે. [કોને.
સંભાવિતોને=આબરૂદાર લો-
બહુમાન તુજમાં જેહને=જેમને
તારે માટે બહુ માન છે-સારો
અભિપ્રાય છે.
સામર્થ્ય=બળ.
મહી=પૃથ્વી, પૃથ્વીનું રાજ્ય.
સાંખ્ય=બુદ્ધિએ કરીને જીવા-
ત્માનું સ્વરૂપ જાણવું તે.
યોગ - કર્મયોગ = જીવાત્માના
સ્વપનું અને પરમાત્માના
સ્વરૂપનું અનુસંધાન રૂપ જે
જ્ઞાન તે.

ત્યાગિશ=ત્યાગ કરીશ.
કર્મનાં=સંસારનાં—કર્મો કરીને
થયો જે સંસાર તે.
બંધ=બંધન પાશ.
આરંભનો નહિ નાશ=આરંભ
કરેલું કર્મ વચમાંથીજ નાશ
પામે તો પણ.
પ્રત્યવાય=પાપ, દોષ.
અલ્પ=થોડો પણ કર્મયોગ,
કરવા યોગ્ય કહેલાં કર્મનો
થોડે પણ આરંભ તે રૂપ
જે ધર્મ તે.
મોટા કષ્ટથી=જન્મ મૃત્યુરૂપ
જે મોટું ભય.
નિશ્ચયાત્મક બુદ્ધિ=જીવાત્માના
સ્વરૂપનો અને ભગવાનના
સ્વરૂપનો યથાર્થ નિશ્ચય
કરેલી બુદ્ધિથી નિષ્કામભાવે
ફક્ત મોક્ષની ઇચ્છા.
બહુ ભેદયુક્ત અનંત=આ લો-
કના પદાર્થની પ્રાપ્તિ રૂપ
સકામ ભાવની અનંત ઇ-
ચ્છાઓવાળી બુદ્ધિ છે.
ફળ=વેદમાં યજ્ઞ વિગેરે કરવાનું
કહેલું તેનું ફળ.

અલ્પજ્ઞ=જ્ઞાન વગરનો.
પ્રાસવ્ય=સ્વર્ગાદિકના સુખ કરતાં બીજું અધિક સુખ.
સ્વર્ગનાં ઐશ્વર્યને ભોગો તણી=સ્વર્ગનાં ઐશ્વર્ય અને ભોગો ને સુખ તે નાશવંત અને જન્મની પ્રાપ્તિ કરનાર છે છતાં તે ભોગની ઇચ્છા.
ફળ જન્મ કર્મતણું=સંસારમાં જન્મવું અને મરવું તે.
ત્રણ ગુણ=સત્વ, રજ અને તમ.
આત્મનિષ્ઠા=શ્રદ્ધા.
પ્રાપ્તિ=મળવું તે.
જળાશય=તળાવ, નદી, વગેરે.
અર્થ=ઇચ્છા.
વેદથી=વેદમાંથી.
આપે=પોતે.
અધિકાર=સત્તા.
ફળ હેતુ બની=ફળની ઇચ્છાથી.
તુલ્ય=સમપણું, બરોબરપણું.
સિદ્ધિ=પરિપૂર્ણતા,જય, ફતેહ.
અસિદ્ધિ=અપરિપૂર્ણતા, હાર.
સમવૃત્તિ=સમાનવૃત્તિ. [કરતાં.
બુદ્ધિ યોગ થકી=બુદ્ધિ યોગ
કનિષ્ઠ=હલકો, ઉતરતાં.
કંગાલ=ગરીબ, દરિદ્રી.
બુદ્ધિયુક્ત=બુદ્ધિવાળા.
અશુભ શુભ=નરસાં અને સારાં.
પૂર્વનાં=પહેલા જન્મનાં.
ચહે=ઇચ્છે.
જન્મબંધ=જન્મલેવાનુંબંધન.
સુખમય=સુખવાળું.
રહીત થઇ=છુટીને.
અજ્ઞાન કૃત=અજ્ઞાનતાથી થએલો.
મોહ=માયા.
શ્રવણથી=સાંભળીને.
નિશ્ચળ=ચળે નહિ એવો દૃઢ.
સમાધિ વિષે=પ્રાણ વાયુને બ્રહ્માંડમાં ચડાવી એક ચિત્ત થવું તે.
અચળ=ચળે નહિ એવું.
સ્થિર પ્રજ્ઞાયુત=દૃઢ જ્ઞાનવાળું. અડગબુદ્ધિવાળું,સમજવાળું.
તુષ્ટ = સંતોષ પામવું.
સ્વયં=પોતે
સ્થિત પ્રજ્ઞ=દૃઢ જ્ઞાનવાળું.
ઉદ્વેગ=શોક.

સ્પૃહા=ઇચ્છા.
સ્થિર બુદ્ધિ=શાંત બુદ્ધિ.
રાગ=સ્નેહ, મનનો ભાવ.
પ્રશંસા=વખાણ.
દ્વેષ=વેર, ખાર, ઈર્ષ્યા.
નિઃસંગ=દૂર, છુટો.
રાગ=ઇચ્છા.
પરમાત્મા દર્શન = ભગવાનનું દર્શન.
સંયમ=નિગ્રહ.
સ્થિર=દૃઢ.
સંગ=યોગ, જોગ
ન તે મળતાંજ=તે ન મળવાથી.
સંમોહ=મોહ.
મતિ=બુદ્ધિ.
ભાવના=ઇચ્છા, કલ્પના.

વિણ=વિના.
સહ યોગ=સંયોગ.
હરે=નાશ પામે.
યતિ=સાધુ, જેણે મનના વિકાર વશ કર્યા હોય તે યોગીપુરૂષ.
મુનિ=યોગી, તપસ્વી. [વાળો.
કામી=વિષય ભોગવવાની ઇચ્છા
કામના=ઇચ્છા.
મમતા=મમત્વ.
અહંકાર=અભિમાન, ગર્વ
બ્રાહ્મી=બ્રહ્મને પમાડવા વાળી.
ન મોહમાં પડશે=સંસારના સુખમાં મોહ નથી પામતો.
બ્રહ્મ નિવારણમાંહિ જશે=બ્રહ્મના સુખને પામે છે; પરમ મોક્ષને પામે છે.

---

## અધ્યાય ત્રીજો.

કર્મથકી=સંગ્રામાદિક કર્મ કરતાં.
નિષ્કામ=ભગવાનની પ્રસન્નતાવિના બીજાફળની ઇચ્છારહિત.
જગવ્યાપ=જગતમાં વ્યાપી રહેલા ભગવાન. કૃષ્ણ.

ઘોર=કમકમાટ ભરેલાં, ભયંકર, અધમ.
મિશ્ર=સેળ સેળ.
કેશવ=કૃષ્ણ.
શ્રેય મળે=કલ્યાણ થાય.

નિશ્ચિત=નક્કી.
હરિરાય=ભગવાન, શ્રીકૃષ્ણ.
નિષ્ઠા=નક્કી.
નૈષ્કર્મ્ય=નિષ્કામ કર્મ.
કર્મથી=ક્રિયાથી.
મિથ્યા=ખોટો.
આદરે=કરે.
અસંગી=જુદો,દૂર,સંગ વગરનો.
અકર્મ=ક્રિયા કર્યા વગર.
પ્રજાપતિ=બ્રહ્મા.
ઇષ્ટ=સારૂ, શુભ, કલ્યાણ.
આરાધજો=પ્રસન્ન કરજો, પૂજા કરજો.
મુદિત=પ્રસન્ન થવું.
શેષ=પ્રસાદી.
જમિ-મુકાયછે=ભગવાનને ધરાવીને તે બાકી રહેલી (પ્રસાદિ) જમવાથી પાપ નાશ થાય છે.
નિજમાટ-ખાય છે=જે પોતાને માટે રાંધીને ખાય છે તે પાપમાં પડે છે-તેને પાપ વળગે છે.
કર્મ=દ્રવ્ય મેળવવાનો ઉદ્યમ.

બ્રહ્મ=વેદ (વેદમાં કહેલાં ફળથી યજ્ઞ કરાય છે.)
અક્ષર=નાશ ન પામે એવું, ભગવાનનું છેલ્લુ ધામ [ચક્ર.
ચક્રને=જગતની ઉત્પતિ રૂપી
અનુવર્તતો=અનુસરતો.
પ્રયોજન=કારણ, હેતુ.
અસંગ=છેટો.
અસક્ત=આશક્તિ વગરનો,ફળ પામવાની ઇચ્છાએ રહિત.
નિષ્કામ=ફળની ઇચ્છા રહિત ભગવાનને પ્રસન્ન કરવાનીજ ઇચ્છાથી કર્મ કરવું તે.
લહે=પામે
સંસિદ્ધિ=સિદ્ધ ગતિ. (જીવાત્મા પરમાત્માના દર્શનરૂપ)
આદિ=વગેરે.
લહિ=જાણી.
લોક સંગ્રહ મર્મને=લોકને પોત પોતાના ધર્મમાં પ્રવર્તાવવાને અર્થે.
શ્રેષ્ઠ=ઉત્તમ પુરૂષો.
સાવધાન=સાવચેત થઇને, પ્રમાદનો ત્યાગ કરીને.

કાંઇ=કાંઇપણ ફળ.
આચરૂં=કરૂં.
કર્મ=સત શાસ્ત્રને વિષે કરવા યોગ્ય કહેલાં કર્મ.
અનુકરણ કરશે=અનુસરે; પ્રવરતે.
સર્વથા=નકી.
જનહિત=લોકોના હિત (સુખ) માટે
થઇ કર્મમાં આસક્ત=કર્મના કર્તાપણાના અભિમાનેજુક્ત ફળની ઇચ્છાથી.
તજી આસક્તિ=અથવા ફળની ઇચ્છા રહિત.
કર્મસંગી=કર્મનું કર્તાપણું, તેને વિષે મમતાપણું અને ફળની આસક્તિવાળો.
અજ્ઞની=અજ્ઞાનીની.
મતિમાં પમાડે ભેદને=અથવા જ્ઞાનને શીખવાડે.
કર્મ=મોક્ષના સાધનરૂપી કર્મ.
માયાતણા ગુણ=સંસારના મોહના સત્વાદિક ત્રણ ગુણો.
સર્વથા=હમેશાં.

મૂઢ=અજ્ઞાની.
હુંપદથી=અહંકારથી, અભિમાનથી.
ગુણ કર્મના=પ્રકાશ, પ્રવૃત્તિ અને મોહ તેણે જુક્ત જે સત્વાદિક ગુણ અને શમ, દમ, શુરવીરપણું અને પરાક્રમ એ આદિક કર્મ.
જાણે તત્વને=સત્વાદિક ગુણના કાર્યમાં ત્રણ ગુણ વર્તે છે. એમ જાણીને.
થઇ મૂઢ માયાના ગુણે=અજ્ઞાની ગુણના કાર્ય રૂપ જે કર્મ તેમાં આસક્ત થઇ.
અલ્પજ્ઞ=અજ્ઞાની.
સર્વજ્ઞ=મોટા પુરૂષ, જ્ઞાનીપુરૂષ.
કર્મથી=મોક્ષના સાધન માટેનાં કર્મમાંથી પાડે નહિ પણ તેમાં જોડે.
કર્મા બધાં મુજમાં ધરી=સર્વે ઇંદ્રિઓની ક્રિયાઓ મારે વિષે આરોપીને એટલે તેમને મારા આરાધનરૂપ કરીને.

મમત્વ=મમતા.
પરાંકરી=ત્યાગ કરીને.
અસુયા=દ્વેષ, અદેખાઇ,
પ્રકૃતિ=સ્વભાવ.
આચરે=વરતે.
શાસ્ત્ર નિગ્રહ=શાસ્ત્રીના નિયમ શી રીતે અટકાવે.
દ્વેષ=ન ગમતા વિષયમાં અરૂચી
રાગ=પોતાને ગમતા વિષયમાં રૂચી, હેત.
અનાદિથી=મૂળથી.
દુર્જય=નજીતાય એવા.
નિજધર્મ=કર્મ યોગ.
કામ ક્રોધ=પૂર્વ જન્મની વાસનામાંથી પંચ વિષય ભોગવવાની ઇચ્છારૂપ કામ અને તે નમળે ત્યારે ક્રોધ ઉત્પન્ન થાય છે.
ખાનાર=પંચ વિષયના ભોગ ભોગવનાર.
રિપુ=શત્રુ.
ધમ=ધુમાડો.
દર્પણ=ખાપ.
તેહથી=કામથી.
વૈરી=શત્રુ.
જ્ઞાન=આત્મા, પરમાત્મા અને તેને પામવાની ભક્તિની સ્મૃતિ.
અનળ=અગ્નિ.
તેનું સ્થાન-કામને રહેવાનું સ્થાન.
જ્ઞાન=જીવાત્મા, પરમાત્મા અને તેને પમાડવાની સ્મૃતિ રૂપ જ્ઞાન.
મોહ=પંચ વિષયની સ્મૃતિ કરાવે છે.
વિનાશક=નાશ કરનાર.
જ્ઞાન વિજ્ઞાન જીવ, ઇશ્વર, માયા, અક્ષર બ્રહ્મ અને પરબ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન, અને તેમના સ્વરૂપનો સાક્ષાત્કાર કરવો તે વિજ્ઞાન.
હનન=નાશ.

## અધ્યાય ચોથો.

યોગ=કર્મ યોગ.
નિશ્ચળ=અનાદિ સિદ્ધ છે તે.
મુન=સૂર્યના પુત્ર શ્રાદ્ધ દેવ નામે મનુ.
ઈક્ષ્વાકુ=શ્રાદ્ધ દેવ મનુના-પુત્ર-રાજા. [ એવો-અર્જુન.
પરંતપ=શત્રુના તપાડતલ
પુરાતન=જુનો, પૂર્વનો.
રહસ્ય ઉત્તમ=વેદમાં કહેલું જે ઉત્તમ રહસ્ય જ્ઞાન.
પ્રાચીન=પહેલાંનો.
પાર્થ=અર્જુન ( પૃથાના પુત્ર )
અવિનાશી=જેનો નાશ નથી એવા. [ રૂપે સ્વભાવ.
પ્રકૃતિ=ઐશ્વર્ય અને રૂડા ગુણ
સંકલ્પથી=મારી ઇચ્છાથી.
ગ્લાનિ=નાશ.
વાધે=વધે.
તદા=ત્યારે.
જન્મ કર્મો=સાધુ પુરૂષના રક્ષણને અર્થે જન્મ અને અનેક જીવના કલ્યાણને અર્થે કર્મ તે બેય.
દિવ્ય જાણે=માયાના ગુણે રહિત જાણે.
મદ્રૂપ=મારા રૂપ થઇને, મારા સ્વરૂપને જાણી તે.
જે જે રિતે પામે મને=જેવા ફળની ઇચ્છાએ કરીને મારી ઉપાસના કરે છે.
તેને ભજું હું તે રીતે=તેવું ફળ હું તેને આપું છું.
મુજ માર્ગ=વેદનો માર્ગ.
સિદ્ધિ ઇચ્છે કર્મની=સ્વર્ગનું તથા આલોકનું સુખ ઇચ્છવું તે ( પ્રાકૃત ફળ )
યજન દેવોનું કરે=તે ઇંદ્રાદિક દેવોની ઉપાસના કરે છે.
કર્મ કેરી સિદ્ધિ=કર્મના અનુસારે પ્રાકૃત ફળની પ્રાપ્તિ થાય છે.
માનુષ લોકમાં=આ લોકમાં
અકર્તા=જીવના કર્મને અનુસારે સારાનરસા દેહ સરજવા તેથી અકર્તા.
લેપાઉ=બંધાઉ.

લહીએ મર્મને=મારા સ્વરૂપને નિર્દોષ જાણીને.
શું કર્મ, શુંજ અકર્મ=મુમુક્ષુ જને કરવા યોગ્ય જે કર્મ તેનું સ્વરૂપ અને તે કર્મને વિષે રહ્યું જે જ્ઞાન તેનું સ્વરૂપ.
મોહ પામે=યથાર્થ જાણતા નથી.
મુક્ત પાપ થકી થશે=માયાના બંધન થકી મુકાઈશ.
કર્મ=મોક્ષના સાધનરૂપ કર્મ.
વિપરીત કર્મ=વેદમાં કહેલાં કર્મ.
અકર્મ=જીવાત્મા અને પરમાત્માએ બેના સ્વરૂપનું જ્ઞાન.
યુક્ત=ખરા સિદ્ધાંતને જાણવા વાળો. [ કરનાર.
સૌ કર્મ કર્તા=સમગ્ર શુભ કર્મનો
જ્ઞાનાગ્નિથી=પરમાત્માના સ્વરૂપનું જે યથાર્થ જ્ઞાન રૂપ અગ્નિ.
નિત્ય તૃપ્ત=જીવાત્મા પરમાત્માના સ્વરૂપ સંબંધિ સુખમાં તૃપ્ત રહે.

આશારહિત=કર્મના ફળની આશા વગર
પરિગ્રહ=સંસારના સુખનાં પદાર્થની મમતા.
કર્મ દૈહિક=દેહના નિર્વાહને અર્થે કર્મ કરવાં તે.
દ્વંદ્વ=ટાઢું ઉનું, સુખ દુખ એ આદિક સહન કરતો.
બંધાતો નથી=ફળમાં બંધાતો નથી.
જ્ઞાન=પરમાત્મા સંબંધીનું જ્ઞાન.
સંગરહિત=પરમાત્મા સિવાય બીજામાં આસક્તિ નહિ તે.
વિમુક્ત=દોષે રહિત.
કર્મ કરતાં=ક્રિયા કરતાં.
હવિ=હોમવાની વસ્તુ.
બ્રહ્માગ્નિ=પરબ્રહ્મરૂપ જે અગ્નિ
યજ્ઞ=પરબ્રહ્મના સ્વરૂપનું જે જ્ઞાન તે રૂપ યજ્ઞ.
સંયમન=જીતવું, વશકરવું.
ઇંદ્રિયો રૂપ=સત પુરૂષની ઇંદ્રિયોમાં સર્વે ઇંદ્રિયોને ભગવાનની મૂર્તિમાં જોડી દઇ તેમનું ધ્યાનજ કરે છે.

દ્રવ્યથી=સત્પુરૂષને દ્રવ્ય આપવું તેજ યજ્ઞ.
તપથી=તપ કરવુંએજયજ્ઞ જાણે.
યજ્ઞ યોગ=અષ્ટાંગ યોગ.
સ્વાધ્યાય=ભણવું ભણાવવું.
જ્ઞાન=શાસ્ત્રના અર્થને જાણવું તે.
વ્રત=એકાદશી આદિક વ્રત.
આહાર=ઇંદ્રિયોનો આહાર.
જ્ઞાતા=જાણવાવાળા.
ક્ષીણ થાય=નાશ પામે.
સનાતન બ્રહ્મ=પરબ્રહ્મ.
જ્ઞાન યજ્ઞ=પરબ્રહ્મના સ્વરૂપ સંબંધી જ્ઞાન.
પ્રણિપાત=જ્ઞાની પુરૂષને શરણે જઇ પ્રણામ કરવો.
પરિપ્રશ્નો=નાશવંત અને અવિનાશી વસ્તુ સંબંધ પ્રશ્ન પુછવા
મોહ=દેહને વિષે અહંતા અને તેના સંબંધી પદાર્થને વિષે મમતા રૂપ મોહ.
ભૂત=વૈરાજાદિક સર્વે.
આત્મા=અક્ષર બ્રહ્મ.
મુજ વિષે તું દેખશે=મારા વિષે અક્ષર બ્રહ્માદિક સર્વે ધારેલાં દેખીશ.
પાપાબ્ધિ=પાપનો સમુદ્ર.
(અબ્ધિ=સમુદ્ર). [રેથી લાગેલો.
પ્રજ્વલિત=સળગેલો, ચારે કો-
જ્ઞાનરૂપ અગ્નિ=જીવાત્મા અને પરમાત્માના જ્ઞાનરૂપ જે અગ્નિ તે.
સો કર્મ=પૂર્વ જન્મનાં અને આ જન્મનાં કર્મ. [તેવું.
પવિત્ર=જીવાત્માને પવિત્ર કરે
યોગ સિદ્ધ=નિષ્કામ કર્મ યોગે કરીને શુદ્ધ થએલો.
દિલે=પોતાના જીવાત્મામાં
સ્વયં=પોતાની મેળેજ.
શ્રદ્ધાળુ=શ્રદ્ધા વાળો.
તત્પર=ઉત્સાહી.
જિતેંદ્રિય=ઇંદ્રિયોને વશ કરેલો
પરમ શાંતિ મળી જશે=જ્ઞાન પામીને જીવાત્મા પરમાત્માના સાક્ષાત્કાર દર્શનરૂપ ઉત્તમ શાંતિ પામે છે.
અજ્ઞાનિ=જ્ઞાને રહિત.
શ્રદ્ધા રહિત=શ્રદ્ધા વગરનો.

શંકા યુક્ત=શંકાવાળો.
નાશ વિષે વહે=મોક્ષ માર્ગથી પડી જાય છે.
સંશયાત્મા=સંદેહેજુક્ત બુદ્ધિવાળો-શંકાવાળો.
તજી યોગથી જે કર્મને=નિષ્કામ કર્મયોગ કરીને પછી.
લહિજ્ઞાન=જ્ઞાન યોગ શીખશે.
સંશય છેદશે=સંદેહ ટાળી નાખશે.
આત્મનિષ્ટ=આત્મા પરમાત્મામાં નિષ્ટાવાળો.
કર્મ=પૂર્વ જન્મનાં અને આ જન્મના કર્મ.
અજ્ઞાને=અજ્ઞાનથી.
કિધેલ=થએલો.
જ્ઞાન ખડ્ગથી=જ્ઞાન રૂપી તરવારથી.
ધનંજય=અર્જુન.
પ્રવર્ત યોગવિષે=કર્મ યોગકર.

## અધ્યાય ૫ મો.

સંન્યાસ=ત્યાગ કરવો.
યોગ=જ્ઞાન યોગ.
હિતકર=સુખ આપનારો.
નિશ્ચિત=નક્કી.
નિષ્પાપ=શુદ્ધ, પવિત્ર.
કલ્યાણ કર=કલ્યાણ કરવાવાળો.
ન ઈચ્છા=સારા પદાર્થની ઈચ્છા નથી.
દ્વેષ=પોતાને જેવું તેવું મળે તેને દ્વેષ નથી કરતો ( સંતોષ રાખે છે. )
સુખ દુ:ખરહિત=સુખ દુખાદિકે કરીને પરાભવને નથીપામતો
બંધન=માયાનું બંધન.
સુખેજ=સહેજેજ.
ઉભય=બેય.
સાંખ્ય=નિષ્કામ કર્મ યોગ.
સદ્ય=તરતજ.
વિશુદ્ધ ચિત્ત=શુદ્ધ અંત:કરણ [ વાળો.
સો ભૂત આત્મસમાં ગણે=સમગ્ર જીવનું આત્મા કેતાં અંતર્યામિ એવું જે અક્ષર બ્રહ્મ તેના સમાન ભાવને પામ્યો છે.

લેપાય નહિ=બંધાતો નથી.
તત્વદર્શી=જીવાત્માના સ્વરૂપના જ્ઞાનવાળો.
શ્રોત્રાદિ=કાન વિગેરે.
જ્ઞાનેંદ્રિય=પાંચ જ્ઞાનેંદ્રિય-જેનાથી જ્ઞાન થાય છે તેવી ઇંદ્રિયો કાન, આંખ, નાક, મોઢું, અને ત્વચા.
કર્મેંદ્રિય=પાંચ કર્મેંદ્રિયો, ક્રિયાઓ કરનાર ઇંદ્રિઓ.
હું નહિ=હું કાંઇ કરતો નથી.
તજિ સંગ=કર્મના ફળને વિષે આસક્તિનો ત્યાગ કરીને.
કર્મો બ્રહ્મમાં ધારણ કરીને=પર બ્રહ્મની પ્રસન્નતાને અર્થેજ કર્મો કરે.
કમળ દળ=કમળનું પત્ર.
કાયા=દેહ, શરીર.
કરવા આત્મ શુદ્ધિ=પંચ વિષયની વાસના ટાળાવાને.
તજી કર્મ ફળ-બંધાય છે=કર્મના ફળની આસક્તિવાળા પુરૂષને બંધન થાય છે અને કર્મના ફળમાં આસક્તિવાળો નથી તેનો મોક્ષથાય છે.

શાંતિમાં જોડાયછે=મોક્ષ થાયછે.
અયોગી=કર્મના ફળની ઇચ્છાવાળો.
વશ કરિઇંદ્રિયો=જીતી છે ઇંદ્રિયો અને અંતઃકરણ જેણે એવો.
મનથી તજી=દેહથી પોતાનું સ્વરૂપ જુદુ માનીને. [ છિદ્ર.
નવદ્વાર=નેત્ર નાસિકાદિક નવ
ન કશું કરાવે કરે=ત્યાગી થઇ ભગવાનની પરા ભકિત કરે.
કર્મ ફળ=પ્રારબ્ધ ( પૂર્વનું )
સ્વભાવ કરે અહીં=વર્તે છે.
વિભુ=પરમાત્મા.
મોહિત સૌ બને=અહંતા અને મમતાથી કર્મ કરે છે.
અજ્ઞાન=અનાદિ અજ્ઞાન, અહંમમતા રૂપી અજ્ઞાન
જ્ઞાન=જીવાત્મા અને પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન.
રવિ=સૂર્ય. [ સ્વરૂપનો.
પરમનો=અવિનાશી વસ્તુના
મન=સ્થિર મન.
બુદ્ધિ=નિશ્ચયવાળી બુદ્ધિ.
સહિત=છે જેમનું એવા જ્ઞાનિ પુરૂષ.

તેને=મુક્તપુરુષને, જ્ઞાનિ પુરૂષને
પરાયણ=વશ થઇ રહે.
નિષ્પાપ થઈ=વાસના નાશ થઈ
મોક્ષ=આ લોકમાંથી મુક્ત થઈ
અક્ષર ધામને પામે છે.
શાશ્વત=અક્ષર બ્રહ્મ; પરમાત્મા.
લહે=પામે.
જુત=યુકત, વાળો.
વિપ્ર=બ્રાહ્મણ.
સમદૃષ્ટિ=સરખી દૃષ્ટિ; સમભાવ
જીત્યો સર્ગ=સંસાર ઉલંઘ્યો છે.
સમતા=સમભાવ.
નિર્દોષ=દોષે રહિત.
સમ=સમભાવ.
બ્રહ્મ=જીવાત્માઓ.
બ્રહ્મમાં તે તો વસે=બ્રહ્મના સ્વ-
રૂપમાંજ રેહે છે.
પ્રિય=પ્રિય વસ્તુ. લહે=થાય.
સ્થિર બુદ્ધિ=જીવાત્માના સ્વ-
રૂપમાં સ્થિર છે બુદ્ધિ એવો.
નિર્મોહિ=નાશવંત દેહમાં મોહ
પામ્યો નથી તેવો.
બ્રહ્મજ્ઞ=યોગી-જ્ઞાન વાળો.
નાસક્ત=આસક્તિએ રહિત.

બાહ્ય વિષય મહી=બાહ્ય ઇંદ્રિયો
ના વિષયના સુખને વિષે.
અચળ=અવિનાશી અક્ષર બ્રહ્મ
સંબંધીનુ.
બ્રહ્મ યોગે યુકત=અક્ષર બ્રહ્મમાં
સ્થિર ચિત્તવાળો.
લહે=ભોગવે.
છે આદિ અંત સહિત=ઉપજે
ને નાશ પામે એવાં.
જ્ઞાની=જ્ઞાની પુરૂષ.
ના રમે=ભોગવતા નથી.
યુક્ત થઇ=વશ કરીને.
અંતર વિષે આરામ સુખ=જી-
વાત્માના સ્વરૂપમાં આરામ
કરીને ભોગવે છે.
પ્રકાશ=જીવાત્માનો પ્રકાશ.
બ્રહ્મ સરખો=માયાના ત્રણ ગુણે
રહિત શુદ્ધ થઈ. [ સુખ.
બ્રહ્મપદ=અક્ષર બ્રહ્મ સંબંધિનુ
દ્વૈત=ટાઢું, ઉનું, સુખદુખ આદિક
કરિક્ષીણ=નાશ થયાં છે.
સર્વથા=નકી, બધી રીતે.
ભ્રૂમધ્યે=ભ્રકુટિના મધ્યમાં જે
નાસિકા તે ઉપર દૃષ્ટિ રાખીને.

રહિત=ત્યાગ કરે તે.
તપ તણો=સર્વ યજ્ઞ અને તપનો
ભોકતા અને અનંત લોકનો
નિયંતા હું છું.

હિતકર=હિત કરનારો.
ભૂતોનો=સર્વ પ્રાણીઓનું.
જાનિમંને=મને જાણીને.
શાન્ત થાય=શાંન્તિ પામે છે.

---

## અધ્યાય ૬ છઠ્ઠો.

કર્તવ્ય=પોતાના આશ્રમને વિષે
અવશ્ય કરવા યોગ્ય.
સન્યાસિ યોગી છે=કર્મ યોગ
અને જ્ઞાનયોગ રૂપ મોક્ષનાં
સાધનવાળો છે.
સન્યાસ=જ્ઞાનયોગનેજ.
યોગ=કર્મયોગ ( જાણ઼ુ )
સંકલ્પ=દેહનું અભિમાન.
આરૂઢ=સંપૂર્ણ થયા પછી, દૃઢ.
યોગારૂઢ=દૃઢ સમાધિવાળો.
નિજ ઉદ્ધાર કરવો=પોતાના
આત્માને સંસાર સમુદ્રમાં-
થી તારવો.
બંધુ=આત્માને તારનાર.
શત્રુ=વિષયમાં જોડી નરકમાં
નાખનાર.
સમ=સરખાં.

સુસાધ્ય=જલદી વશ કરે છે.
પરમાત્માને જલદી પામે છે.
કૂટસ્થ=પરમાત્મામાં છે મન
જેનું એવો.
જ્ઞાન=નાશવંત અને અવિ-
નાશી વસ્તુ ઓળખવી.
વિજ્ઞાન=અવિનાશી વસ્તુમાં
પરિપૂર્ણ રહેવું.
સમ=સરખાપણું.
હેમ=સોનુ. કાષ્ટ=લાકડું.
યુકત ગણવો યોગથી=તે દૃઢ સ-
માધિવાળો છે. એમ જાણવું.
અરિ=શત્રુ. [ પુરૂષમાં શ્રેષ્ટ છે.
વિશેષ છે=ધ્યાન કરવા યોગ્ય
સતત=નિરંતર.
જોડાય નિજ આત્મા મહીં=સ-
માધીને પામે છે.

આશા...તજી=પરમાત્માના સ્વ-
રૂપ વિના બીજાં પદાર્થની
ઇચ્છા અને મમતાએ રહિત.
કુશ=ડાભ.
મૃગાજિન=મૃગ ચર્મનું.
શિર=મસ્તક. અચળ=સ્થિર.
સમ=સીધાં. [ અગ્ર ભાગ.
નાસાગ્ર=નાસિકા ( નાક ) ના
અશન=આહાર, ખાવું તે. [તે.
વિહાર=ઇંદ્રિયોની ક્રિયાઓ કરવી
ચેષ્ટા=ક્રિયા.
ત્યાગી=ત્યાગ કરીને.
સ્પૃહા=ઇચ્છા. [ વાળો
યોગ=જ્ઞાન યોગમાં દૃઢ નિષ્ટા
નિર્વાત=વાયુએ રહિત.
સ્થળ=જગ્યા.
દીવ=દીવો. તુષ્ટ=સંતોષ.
તત્વથી=પ્રાકૃત સુખથી.
અપર=અધિક.
નાચળે=ચલાયમાન થતો નથી
પાછો હઠતો નથી.
યોજવો=કરવો.
કામનાઓ=પંચ વિષય ભોગ-
વવાની ઇચ્છાઓ.

પરહરી=ત્યાગ કરીને.
ધૈર્યવાળી=ધીરજવાળી.
બ્રહ્મભૂત=અક્ષર બ્રહ્મના સમાન
ભાવને પામેલો. [ એવો.
નિષ્પાપ=પાપ નાશ પામ્યાં છે
સુખ શ્રેષ્ઠ=સાક્ષાત્કાર દર્શન
રૂપ સુખ.
ભૂતમાં=સ્થાવર જંગમ વસ્તુમાં
સમદર્શી=તુલ્યપણું.
મારે વિષે=શ્રી કૃષ્ણને વિષે.
પાર્થ=અર્જુન
શ્રેષ્ટ=ઉત્તમ.
મધુ સુદન=કૃષ્ણ, મધુનામના
દૈત્યને મારનાર.
સમબુદ્ધિ=સમપણું, સરખાપણું.
ચંચળ=ચપળ.
મથનાર=ક્ષોભ પમાડનાર.
નિગ્રહ કરવો=નિયમમાં રાખવું.
વિષય તરફ જતાં રોકવું તે.
યત્ન=પ્રયત્ન.
બ્રહ્મ માર્ગ=મોક્ષ અને સ્વર્ગ.
પામી હ્રાસ=પડી ગયો.
ઉભય ભ્રષ્ટ=બેય ખુવે છે. બેય-
માંથી પડી જાય છે.

છિન્ન મેઘ=મોટા મેઘની ઘટા-
માંથી જુદો પડેલો વાદળનો
પેર=પેઠે. [કટકો.
નાશ=વાયુથી નાશ થાય તેમ
સમૂળ=મૂળગો, તદન.
સંશય=શંકા.
કલ્યાણ આચરનાર=મોક્ષનાં
સાધનરૂપ જેકર્મતેને કરનાર
યોગ ભ્રષ્ટ=મોક્ષના માર્ગમાંથી
પડી ગએલો.
સુબુદ્ધિ યોગી=સિદ્ધ દશાને પા-
મેલા ગૃહસ્થાશ્રમી. [અધરૂં.
દુર્લભ્ય=દુઃખે પ્રાપ્ત થાય તેવું,
સંયોગ=બુદ્ધિ સંયોગ.
સંસિદ્ધિ=મોક્ષના માર્ગ માટે.
યત્ન=પ્રયત્ન, અભ્યાસ. [વામાં.
ખેંચાય છે=મોક્ષનાં સાધન કર-
વાને ઇચ્છતો હોય.
ધરિ યોગ જીજ્ઞાસા=મોક્ષના
સાધન રૂપ કર્મ તેને જાણ-
વાને ઇચ્છતો હોય.
વેદાર્થ=વેદમાં કહેલાં પ્રાકૃત
ફળ પામવાની ઈચ્છાને.
સંસિદ્ધ થઈ=મોક્ષના સાધને
કરીને ભક્તિ યોગ સિદ્ધ
કર્યો છે તેથી તે. [નાર.
તપસ્વી=ચાંદ્રાયણાદિક વ્રત કર-
જ્ઞાની=શાસ્ત્રના અર્થને જાણવા
વાળા પંડિત. [કર્મ કરવાં.
કર્મી=વર્ણાશ્રામનેયોગ્ય યજ્ઞાદિક
પાર્થ=અર્જુન.
મુજ વિષે ધરી મનને=મારી
મૂર્તિને વિષે અતિ પ્રીતિ
વાળો થઈને.
શ્રદ્ધાથી=દૃઢ નિષ્ટાથી.

---

## અધ્યાય ૭ મો.

આસક્ત=અતિશે પ્રેમે કરીને
જોડાવું.
નિઃશંક=સંદેહે રહિત.
જેમ મુજને જાણવો=જે જ્ઞાને
કરીને મને જાણીશ તે જ્ઞાન.
સુણ=તે જ્ઞાન સાંભળ.
વિજ્ઞાન=સ્થાવર જંગમ સર્વ
વસ્તુથી શ્રેષ્ઠ છે એવું જે
વિશેષ જ્ઞાન તે.
સહ=સાથે.

આ જ્ઞાન=મારા સ્વરૂપનું જ્ઞાન.
અન્ય=બીજું વધારે.
શેષ=બાકી.
જન સિદ્ધિ...રહે=હજારો મનુષ્યમાં શાસ્ત્રના અધીકાર વાળો તો કોઈકજ હોય અને તેવા હજારોમાં કોઇકજ મોક્ષને અર્થે ઉદ્યમ કરે છે.
તે યત્ન કરતાં...લહે=અને પોતાના મોક્ષને અર્થે ઉદ્યમ કરનારામાંથી કોઈકજ મારા સ્વરૂપને જાણીને માયાના બંધન થકી મુકાય છે. અને તેમાંથીએ કોઈકજ મને યથાર્થપણે જાણે છે.
ભૂ=પૃથ્વી.
જળ=પાણી, જળ.
અનળ=તેજ.
નભ=આકાશ.
પ્રકૃતિ=માયા.
માહરી=મારી શક્તિ છે એમ [ જાણ.
અપરા=જડ પ્રકૃતિ કનિષ્ટ છે.
પરા=અક્ષરપુરૂષરૂપ મારી પ્રકૃતિ શ્રેષ્ઠ છે.
થઈ જીવરૂપ=અક્ષર પુરૂષરૂપ જે મારી પ્રકૃતિ તે જડ અને ચેતન એ બેયના સમૂહે કરીને બે પ્રકારના ભેદવાળુ જે આ જગત તેને ધારણ કરે છે.
ભૂતનું=સર્વ ભૂત પ્રાણી માત્રનું.
ઉત્પત્તિ=ઉત્પન્ન કરનાર.
લય=નાશ કરનાર.
અન્ય=બીજી કાંઇ વસ્તુ.
પર=શ્રેષ્ઠ.
સૂત્ર=દોરો-દોરાને આધારે મણકા રહ્યા છે તેમ મારા આધારે જગત રહ્યું છે.
રસ=મધુર રસ.
હું રસ=રસ એ મારી વિભૂતિ છે.
શશિ=ચંદ્રમા.
હું=મારી વિભૂતિ છે.
પૌરૂષ=ઉદ્યમ.
પ્રણવ=ૐકાર.
સનાતન બીજ=અંતર્યામીપણે કરીને શુભ અશુભ કર્મનું ફળ આપવાને રહ્યો છું?
કામ=વિષયો ભોગવવાની ઇચ્છા.

ધર્મ વિરૂદ્ધ નહિ=વર્ણાશ્રમના ધર્મ પાળવાની ઈચ્છા.
તે મુજમાં...વિષે=તે મારે વિષે રહ્યાછે કેતાં મારે આધિન છે પણ હું તેમને આધિન નથી.
ત્રિગુણાત્મ ભાવો=ત્રણ ગુણથી.
મોહિત થઇ રહી=મોહ પામ્યું છે તેથી.
પર=દિવ્ય.
દેવી=મારી શક્તિરૂપ.
ગુણયુક્ત=ત્રણ ગુણવાળી.
દુસ્તર=ન તરી :શકાય તેવી.
દુષ્કર્મ=દુષ્ટ કર્મ કરનારા.
અધમ=પાપી.
દુ:ખી=ધનાદિક પદાર્થની ઈ-ચ્છાવાળો.
જિજ્ઞાસુ=અક્ષર બ્રહ્મને દેખવાની ઇચ્છાવાળો.
અર્થાર્થી=ઐશ્વર્ય પામવાની ઈચ્છાવાળો;વિષય પામવાની ઈચ્છાવાળો.
જ્ઞાની=ભગવાનને નોખાં નોખાં લક્ષણે કરીને યથાર્થ જાણ-વાવાળો.

ભક્તિથી=પ્રેમથી.
કિધ=કિધું. [ એ.
કામે=વિષય ભોગવવાની ઈચ્છા-
આરાધના=ભજન.
વિહિત=આચ્છાદન કરેલા.
ભોગ=સ્વર્ગ, રાજ્ય અને ધના-ધિક પદાર્થ.
અલ્પ બુદ્ધિ=થોડી બુદ્ધિવાળા, તે દેવો મારૂંજ સ્વરૂપ છે એમ ન જાણવાવાળા.
અંતવાળું=અલ્પ, નાશવંત.
અવ્યક્ત=દિવ્ય પુરૂષોત્તમનો અવતાર.
વ્યક્તિ=પ્રાકૃત મનુષ્યના જેવો.
બુદ્ધિ હીન=મુર્ખ, મારા સ્વરૂ-પના જ્ઞાન વગરનો.
અવિનાશિ=ઉત્તમ અને સર્વ થકી શ્રેષ્ઠ.
પરમ ઉત્તમ ભાવને=ધર્મસ્થપાન કરવાનો, અને સંસાર સમુદ્ર થકી પાર ઉતારવાનો સ્વભાવ
યોગ માયાથી=જીવના કલ્યાણને અર્થે મનુષ્યને બરોબર વર્ત-વારૂપ જે મારી ઈચ્છા.

અજન્મ=જન્મ તેણે રહિત પોતાની ઇચ્છાએ કરીને મનુષ્ય ભાવને પામવું તે.

અવિનાશી=અનાદિ.

સુખ દુખ=પોતાના મનને ગમે તેવી પ્રાકૃત વસ્તુને વિષે રૂચિ અને તેમાં અરૂચિ.

ઇચ્છા દ્વેષકૃત=અવિવેકે ઉત્પન્ન કરેલી ઇચ્છા.

મોહ વિષે વહે=દેહ અને દેહ સંબંધી પદાર્થને વિષે અહંતા અને મમતા રૂપી મોહને પામે છે.

[ હશે.
નષ્ટ થયાં હશે=નાશ પામ્યાં

વિમુક્ત=મુકાઇને મુક્ત થઇને.

દૃઢ વ્રત ધારી=દૃઢ સંકલ્પ કરીને

લહ્યું...કર્મને=મારો દૃઢ આશરો કરીને જે જન માયાના ત્રણ ગુણ થકી નોખુ જે શુદ્ધ સ્વરૂપ તેના દર્શનને અર્થે મને ભજે છે તે બ્રહ્મને અને સમગ્ર અધ્યાત્મને જાણે છે અને સમગ્ર કર્મને જાણે છે.

અધિભૂતે અધિદૈવે=જે જન મોટા ઐશ્વર્યને પામવા ઇચ્છે છે તે અધિભૂતે સહિત એવું જે અધિદૈવ તે રૂપ મને જાણે છે.

અધિયજ્ઞે સહ=ઐશ્વર્યાર્થી, કૈવલ્યાર્થી અને જ્ઞાની એ ત્રણ પ્રકારનાભક્તજન મને અધિયજ્ઞે સહિત એવા મને જાણેછે.

મરણ...મનને=એ ત્રણ પ્રકારના ભક્ત મરવા સમયને વિષે ઐશ્વર્યાર્થી મને અધિદૈવરૂપ જાણીને ભજેછે તેથી અધિક દૈવરૂપ જે હું તે મને પામેછે. કૈવલ્યાર્થી મને શુદ્ધ એવો જીવાત્મા તે રૂપ જાણીને ભજે છે તે શુદ્ધ જીવાત્મારૂપ જે હું તે મને પામે છે અને જે જ્ઞાનીછે તે તો એ બેય પ્રકારના ભક્તને પામવા યોગ્ય વસ્તુ તેના નિયંતા અને કારણ જાણીને મને ભજે છે તેથી મને પામેછે ને નિરંતર મારી સેવામાં રહે છે.

